ઐતિહાસિક નવલકથા—સિરીઝ ૫ મી

તારાકી જ્યોતમેં ચંદ્ર છૂપે નહિ, સૂર્ય છૂપે નહિ વાદલ છાયો,
રણચઢયો રજપુત છૂપે નહિ, દાતા છૂપે નહિ માગન આયો;
ચંચળ નારીકો નેન છૂપે નહિ, પ્રિત છૂપે નહિ પીઠ દિખાયેં,
કવિગંગ હે સહેનશાહ અકબર, કર્મ છૂપે નહિ ભભૂત લગાયો.

# વિરબાળા-કિશોરી.



પ્રયોજક અને પ્રકાશક,
ગોર, અંબાલાલ છગનલાલ ઝવેરા
શીકા-( સ્ટેટ ઈડર ) મહિકાંઠા.

વિક્રમાબ્દ ૧૯૭૮. પ્રત ૧૦૦૦. ખ્રિસ્તાબ્દ ૧૯૨૨



કિંમત—{ ગ્રાહકોને માટે ત્રણ આના.
છુટક નકલના ચાર આના.

# વિનંતિ પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઇ વાતનો પ્રતિબંધ નથી. આ સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન. બીજું જનસમાજના વર્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુહૃદ ગૃહસ્થો—હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વેને વિદિત છે. તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોનો મુખ્ય આધાર, ઉદાર ગ્રહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે. મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજજ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ. એ દરેક બંધુઓનું અજ્ઞાત નહિ હોય, છતાં આ સીરીઝ સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચુ છું. તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મુળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ, જીજ્ઞાસા દષ્ટિવૃત્ત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ—અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

સંવત ૧૯૭૮.
ગણેશચતુર્થી
અમદાવાદ.

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
વડાગામ—( માડકાંઠા. )

# વીરબાળા કિશોરી.

## પ્રકરણ ૧ લું

### શાહેનશાહ—અકબર.*

* ( A Princess of marwar and daughter of the founder of the Sukta wuts..........) Tod.

આગરાની સીમમાં જમુનાજીના કીનારે એક મનોરંજક અને આનંદ દાયક ઉપવનની એક બેઠક બનાવેલી છે. અને જેનાં સંપુર્ણ દ્વાર ખુલ્લાં છે. તેની અંદર શિતલ અને સુગંધીત હવા આવી રહી છે. ચારે તરફ ફુવારા છૂટી રહ્યા છે. અને ઘણા એક જોવા લાયક હોજ પણ બની રહેલા છે. જેમાં પાણીની સાથે હવા એક વિચીત્ર છટા કરી રહી છે. સ્વચ્છ જળ અને સંપુર્ણ હોજની ચારે બાજુએ સુગંધિત ફુલોની ક્યારીઓ મોટા મનોહર દ્રષ્ય ઉત્પન્ન કરી રહી છે. અને આ સુગંધીત મુખ્ય વૃક્ષોની કળીઓપર ઉત્તમ સુરથી પક્ષીઓ પોતપોતાની રાંગીણીઓ વડે ચિત્તને પ્રસન્ન કરી રહ્યાં છે. પ્રકૃત રંગોથી રંજીત જાતજાતનાં ફુલ હસતાં જોવા વાળાના ચિતને મોહિત કરી રહ્યાં છે. જેને જોઇ જાઇને વૃક્ષોનાં પાનાં પણ પરસ્પર ઝમઝમ કરી તાળીઓ વગાડી રહ્યાં છે, વૃક્ષોનાં આભુષણરૂપ ફુલોના ગુચ્છાઓ સુગંધીત વાસ આપી હવાને સુગંધમય બનાવી રહ્યાં છે.

સાયંકાળના પાંચ વાગ્યા હશે. અને સુર્ય ભગવાને અસ્તાચળમાં પ્રવેશ કરવાનો આરંભ કરી દીધો છે. ઠંડ કે ચારે તરફ ફેલાઇને ઉપવનને સુગંધમય બનાવી દીધાં છે. એવા સમયમાં એજ બેઠકમાંથી માણસનું એક ટોળુ નીકળ્યું. જેમાં આગળ મંત્રી અને તેના પછી રાજકર્મ ચારીઓ હતા. અને જેઓના આગળ આગળ એકતાજ પોષી અને સુરજીત પુરૂષ હતો. ઠીક પણ આ સમયનું દ્રસ્ય કોણ નહિ જાણી શકે? આહાહા? તાજપોષી પુરૂષ પ્રસન્ન થઇ રહ્યો છે. અને સુગંધ પૂર્ણ વાયુનાં ઝોકાં ત્હેને અલ્હાદીત કરી રહ્યાં છે. એ સમયની હવાનુ એક ઝોકુ ધારો કે શરીરમાં પ્રાણ પ્રવેશ કરે છ અને હૃદયમાં શીતળતા છાઇ રહી છે, શોકાર્ત્તને નિમિત્ત આ ઝોકાં આનંદનુ કામ કરી રહ્યા છે. બાગની હરીયાલી પશુપક્ષીઓને પોતાનાં ચુંબન કરવાને માટે ઝુમઝુમ કરતી બોલાવી રહી છે. આપણો તાજપોષી પુરૂષ હોજની પાસે ઉભો રહી કોઈ પાણીની લ્હેરોથી અથવા ફુવારાના ઝોલાથી પોતાના દીલને આનંદ માને છે. કોઇ રંગ બે રંગી ન્હાની ન્હાની માછલીઓને જોઇ રહ્યો છે. જ્યારે સાથી તબીયત ફરી જાય છે. તો ફુલોની તરપ નજર છોડાવે છે. અને બાગની નાની નાની ઘાસવાળી જમીનમાં ફરવા લાગ્યો છે. અને ન્હાના પ્રકારના પદાર્થોમાં આનંદ માને છે.

મનોહર દ્રસ્યોથી ચિત્તને અલ્હાદિત કરી રહ્યો છે, નેત્રોની તરાવટ પહોંચાડતોજ એક સ્થાનપર આવી પહોંચ્યો. જ્યાંથી એકદમ બાગ ઉપવનની સીમાની દીવાલ આવી રહી હતી. હવે તેનું આગળ જવું વ્યર્થ હતું. હવે તે દિવાલની બહારથી એક વિકટ કોલાહલ આવી રહ્યો હતો. હવે તે ભેદને જાણવાને નિમિત્ત તે મુન્સફીઓની સાથે દિવાલની પાસે આવી પહોંચ્યો.

દિવાલથી થોડેક દૂર એક પાકી સડક હતી. સડકને કીનારે એક ઘાટા વૃક્ષની નિચે બે ઘોડા બાંધેલા હતા, અને તેઓની સામે જે બે સ્વાર ચાલ્યા આવતા હતા. તે વિદેશી જેવા જણાતા હતા, અને તે ત્યાં વિશ્રામને માટે આવ્યા હતા. એ લોક જોવાને માટે એક બીજા ઉપર પડી જતા હતા. અને જેના મનમાં જેમ આવતું તેમ કહેતા હતા કોઇ કહેતું કે આતે એજ સિંહ છે. કે જેણે દસકોસ પર્યંત પોતાની ધુન મચાવી હતી. કોઇ કહેતું હતું કે શું! આ છોકરાઓએ માર્યો છે! કોઈ કહેતુ હતુ કે પારિતોષિક (ઇનામ) લેવાને માટે, ઇત્યાદિ, ઇત્યાદિ

એવા પ્રકારે લોક નાનાપ્રકારની કલ્પનાઓ કરી પરસ્પર વાદ-વિવાદ કરી રહ્યા હતા. એ વાતની હજુ સુધી પણ ખબર ન હોતી કે બાગની અંદરથી આ અવાજ હુકમના રૂપમાં આવશે.

"એ! અહિં શું ખેલ છે! શા કારણથી આટલી ભીડ લાગી રહી છે!"

અવાજને સાંભળતાંજ ચ્હારે તરફ શાન્તિ છાઇ રહી અને સર્વની દૃષ્ટિ બાગની તરફ પહોંચી ગઇ. તો લોક શું જુએ છે? કે " શહેનશાહ અકબર પોતાના દરબારીઓ સહીત ઉભો છે એકે સાહસ કર્યું, અને સામે આવી અદબથી બોલ્યો.

ગરીબ પરવર? સલામત, હજુરશ્રીના રાજ્યના એક ભાગમાં આ જંગલી સિંહ ઘણી મુદતથી મુલક ઉપર ત્રાસ મચાવી રહ્યો હતો. અને મુસાફરોને આવવા જવાનું બંધ કરી દીધું હતુ. આજ માર-વામાં આવ્યો છે. અને આ સર્વે લોક તેને જોઈ રહ્યા છે.

( હાથના ઇસારાથી બતાવતાં ) આ એની લાસ પડી છે હજુર?

અકબર—( આશ્ચર્યથી ) અરે આ જંગલી સિંહ માર્યો ગયો! ઠીક કોણે માર્યો ? મારવાવાળાએ ઘણુંજ બ્હાદુરીનું કામ કર્યું. બોલાવો જોઉ એ સખસને ?

એ મનુષ્યને એ બાળકને કહ્યું જે બાદશાહ તમને બોલાવે છે. આ વાક્ય પૂર્ણ થતાંજ એક સુંદર અને સુસજ્જીત યુવક આવીને ઉપસ્થિત થઇ ગયો, અને બોલ્યો આજ્ઞા!

અકબર—( આશ્ચર્યથી એ બાળકને જોતાંજ ) અરે! ત્હમે આ સિંહને માર્યો છે? મને તો તમારી સુરત જોતાં એવું આકીન નથી આવતું.

યુવક—નિઃસંદેહ, કૃપાનિધાન, આપનુ કહેવું સત્ય છે. મેં નહિ કીન્તુ કુંવરજીએ માર્યો છે.

અકબર—કુવરજી કોણ? હું એને જોવાને ચાહું છું જાઓ તેને લઇ આવો.

યુવક—કૃપાનિધાન! રાજકુમાર આ વખતે સુઇ રહેલા છે. હું આ વખતે તેઓની નિંદ્રામાં ભંગ કરવો ઉચીત નથી સમજતો.

અકબર—( કાંઇ વિચાર કર્યા પછી અંગુઠી પોતાના હાથમાં થી કાહાડી તેની આગળ જઇ ) તમે ગભરાયા વગર આ વિંટીને લઇ લ્યો, અને તે તમારૂ પોતાનુ ઇનામ છે, ડરો નહિ, જાઓ રાજ- કુમારને જગાડી લાવો.

યુવક—( જલદીથી એકદમ પાછો હઠતાં ) ઘણું થયું આ। રહેવા ઘો, હજુર, હું ઇનામના નામથી કદી કામ કરતો નથી.

અકબર—(ગુસ્સાથી) અરે ઇનામ લેવામાં પણ કોઇ આળસુ હોય? અને એવું કોઇ ઠેકાણે જોયું છે. જે અમીર આદમીનો નોકર કદી ઇનામ લેવાનો ઇનકાર કરે ?

યુવક—( અપરાધ ક્ષમા ) એમાંનો હું એકજ છું. જેણે કદી કોઇ બીજાનુ ઇનામ લીધું નથી. હમણા જો મારો માલીક મને ખાસ પોતાની ગાંઠનું ઇનામ આપે તો લઇ શકું છું.

અકબર—આવા ઇનામોને શું ? જાણો છો. આ ઇનામ મોટું છે ?

યુવક—કૃપાનિધાન એવા ઇનામ લેવા વાળાને માટે ખોટું તો નથી, માલીકના માટે ખરાબીનુ ઘર થઇ જાય છે.

અકબર તેનો સાહસ અને સત્યતાથી મનમાં પ્રશંસાથી કહે છે કે શાબાશ ? જો નોકર હોય તો તમારા જેવોજ જોઇએ. હું પણ તમારી રીતથી પ્રસન્ન થયો છું.

યુવક—ઠીક કૃપાનિધાન ? હવે આજ્ઞા હોય તો જાઉ ?

અકબર—નહિ નહિ આટલી જલદી ઉતાવળ સારી નથી તને પહેલાં પોતાના માલીકને અહીં લાવો. ને હું તેને પણ જોઇતો લઉ ? વાતોમાં કેમ ઉડાવો છો ?

યુવક—હજુર ! આપ માલીક છો હું વાતોમાં આપને ઉડાવતો નથી. કેમકે હમણાં થોડીજ વખત થઇ. તેમને નિંદ્રા આવી છે. હવે હું એને કેવી રીતે જગાડી શકું ?

અકબર—સેવકની કંઇ પરવાહ ન કરતાં, પોતાના એક દરબારી ઉપર લક્ષ આપતાં તમે પોતે જાઓને આ સેવક તો માનતો નથી પણ કામો જાતે જઇ દુરથી ઉભા ઉભા પંખો નાખજો ને હાથથી જગાડવાની કંઇ જરૂર નથી. તેઓ જાતેજ જાગી જશે. સુઇ રહેલાને જગાડવાની એ એક હીકમત છે.

મુસાફર અદબથી કહે છે—હજુર હું હમણાજ જાઉં છું.

મુસાફર રાજકુમારની આગળ આવ્યો. ઝોકીને સલામ કરતો હજુર! શાહે શાહ અકબર આપને બોલાવે છે.

રાજકુમાર—આપે શું કહ્યું!

મુસાફર—આપને શહેનશાહ અકબરે એવું ફરમાવ્યું છે. આપની બ્હાદુરીની તારીફ કરતાં, આપને જોવાની ખ્વાયેશ રાખે છે.

"રાજકુમાર એક ક્ષણને માટે વિચારમાં નિમગ્ન થઇ ગયો. તદનંતર તેના હૃદયમાં ઇશ્વર જાણે શા ઉમંગની તુલનાઓ ઉઠી રહી છે? પોતના સુસજ્જીત વસ્ત્રોને ધારણ કરી, ચા પી નિકળ્યો. અને ઉપવનની સમીપ પહોંચતાંજ શાહી અદલથી ઉભો થઇ ગયો.

---

## પ્રકરણ ૨ જું.

---

## વિરબાળા કિશોરી.

---

રાજકુમારને સમક્ષ જોતાં અકબર પ્રશ્ન કરવાને બદલે આગ્રહની સાથે ધ્યાન આપતાં તેના શિરથીને પગ પર્યન્ત જોવા લાગ્યો, અને પોતાના મનમાં ને મનમાં પોતે આકાશ તરફ જોવા લાગ્યો. " હે ખલીફ દોજહાં. પૈદાકુ નિંદાજીને ઇન્સાન ઓ ખુદાવિંદ કરીમ " હવે તુ મારા ઉપર મહેરબાન હતો તો હું તારા હાથને ચુંબન કરતે હાય? આ દુનિયામાં તેં કેવી કેવી ચીજો પેદા કરી છે? ( વળી એક દૃષ્ટિ રાજકુમાર પર નાખતાં ) આફ્રીન

આફ્રીન સર્વે જુવાની જોવાને ચાહુ છું. પણ મહેરબાની કરતી નથી. [ પછી એક નિશ્વાસ મૂકતાં ) તોબા હું પણ શું. કીઓની માફક બોલી રહ્યો છું! ધારો કે કોઈ પણ હુકમ નાખીશ તે બેહોશીની હાલતમાં.

ઠીક કુંવરજી! મેં જે આપને અહીં સુધી તકલીફ આપી છે તે શું સાચુ છે! કે આ સિંહ આપે માર્યો છે.

જીહાં—" રાજકુમારે શિરના ઇસારાથી કહ્યું."

અકબર—કુંવરજી! આપની હોંશિયારી અને આ જબરા સિંહની સુરત જોતાં મને લાચારી થાય છે કે આ મુકરર ઇનામમાં પણ મારે કંઇ વધારો કરવો પડશે, અને ઇનામ તો આપ સાંભળી શકાય પણ હશો. આ બાબતે હાલ રહવારે દશ હજારની જાગીર આપને બક્ષીસ કરીશ અને આજ આપને મારે ત્યાં મેમાન તરીકે રહેવું છુ: આપની બ્હાદુરીને માટે શાબાશી આપું છું.

ઉત્તર આપવાની અપેક્ષાથી રાજકુમાર કોઇ ખુશ વિચારોમાં અહીં તહીં જોવા લાગ્યો અને ધારો કે કાંઇ સાંભળ્યુંજ નથી. છેવટે થોડી વાર પછી પોતે બ્હેરાપણાનું કારણ બતાવ્યું અને કહ્યું. જો હવે જો કંઇ આપને કહેવું હોય તો મારા માટે મને ક્ષમા કરશો., અને મારા સેવકને કહેશો. કેમકે હું ઉતાવળુ બોલવાથી સાંભળી શકું છું.

ત્હમે મ્હારો પ્રશ્ન સાંભળ્યો તો હશે! હવે આ ત્હમે કુંવરજીને સમજાવી દો આ છોકરો બ્હેરો તો નથી, એમ ખાત્રી થાય છે, પણ તમે સમજાવો, " અકબરે સેવકને ખાનગીમાં કહ્યું."

" સેવકે જે કંઇ સાંભળ્યુ હતું. તે તરતજ રાજકુમારને ઇસારાથી સમજાવી દીધો."

રાજકુમાર વાતને સમજીને કહેવા લાગ્યો—નહિ નહિ હું કોઇ પ્રકારે અહીં રહી શકુ તેમ નથી. મારે ઘણીજ ઉતાવળથી પાછુ ફરવું છે ઇનામની તો મને કાંઇ ચીંતા નથી.

વહાલાં વાંચકો—હવે આપણ અહીં અકબરના નામને ઠેકાણે સેવક લખીશું કેમકે અકબર સેવકને કહે છે. અને સેવક રાજકુમારને કહે છે.

સેવક--આ સિંહને આપે જે માર્યો છે. તેનુ ઇનામ આપે લેવુ જોઇએ.

રાજકુમાર--મેં ઇનામની લાલચથી સિંહને માર્યો નથી—અમારો ક્ષત્રિઓનો એક જાતનો શિકાર ખેલવાનો શોખ છે.

સેવક--વધારે નહિ તો મુકરર કરેલુ ઇનામ તો લેવુજ જોઇએ ?

રાજકુમાર--કદાપી નહિ એક કોડી પણ નહી લઊં હું કોઇનો તાબેદાર થવા ધારતો નથી ઇનામ લેવાથી સ્વતંત્રતામાં વિઘ્ન પડે છે.

સેવક--બાદશાહ આપને તાબેદારીના બોજમાં નથી નાખતા. ધારો કે ઇનામ લેવાથી આપની સ્વતંત્રતાઇમાં કંઇ હરકત આવી શકતી નથી

રાજકુમાર—( સાહસથી ) તમે શુ કહો છો. તાબેદારીની શરમથી મોટ મોટાઓને પણ શિર નમાવવું પડે છે. ભલભલાની આંખો નીચી પડી જાય છે. જેમ એક સારા પુરૂષની આંખ નિચી નમી તો તેની સ્વતંત્રતા જતી રહે છે. ક્ષત્રીઓએ સદાય સ્વતંત્ર રહેવું જોઇએ.

સેવક—આપ તો વિના કારણ સંશયમાં પડેલા છો. આપને કોઇની સેવા, નોકરી, અથવા ખુશામત, થોડીજ કરવી છે? એ તો આપની બ્હાદુરી અને જવામર્દીની બક્ષીસ છે.

રાજકુમાર—આપને ધન્યવાદ છે. એ તો કેવળ બાદશાહની યોગ્યતાનાં ચિન્હ છે. હું બાદશાહનો અત્યંન્ત અનુગૃહિત છું. ઇશ્વર બાદશાહને દીર્ઘાયુ કરે, પણ હું ઇનામ તો કદાપિ નહિ લઉં કેમકે એ દાસત્વનુ કામ છે.

અકબરે મીજાજ બગાડતો કહ્યું—અરે! એ એવો ખુદ સિંહ! અને બદ મીજાજી છોકરો છે! કયા મહારાજાનો એ છોકરો છે?

"સેવક નમ્રતાથી વાતને ઉડાવતાં કહેવા લાગ્યો કે"—

હજુર આપ અકલમંદ અને હોંશિયાર છો—

આ છોકરાની વાત પર એટલી નારાજી સારી નહિ. ખરાબ તો કંઇ નહિ, પણ રજપુતોનો મીજાજ સાચો છે એ તેની ટેક અને રજપૂત લોહીનું નિશાન છે. આપતો વિના કારણ પોતે ગુસ્સે થાઓ છો. અગર ઇનામ ન લેતો કંઇ નહિ? લાચાર કરવો એ કેવી વાત છે?...........

અકબરે થોડી વાર સુધી આ બન્ને બાળકોને એક ધ્યાનથી જોયા, અને ક્રોધ કરતાં તથા કંઇક દાંત પીસતાં કહ્યું—ઠીક જાઓ?

Dictating and making him repeat the oath of-renunciation of the infamy to all her race.

Tod.

---

# પ્રકરણ ૩ જું.

## મહારાણી. અને કિશોરી.

ગતપરિચ્છેદોમાં વિરબાળ, અથવા કીશોરીનુ નામ કંઇ પણ જણાયું નથી. વાંચકોને અસખ્ય વિસ્મય થશે. પણ હવે ચાલુ પરિછેદમાં વાર્તાની નાયીકાનું વર્ણન આપવું તે ઉચીત ધારૂં છું ત્રીજા પસિછેદનુ આરંભ તો હજુ હમણાં જ થાય છે. પણ જેમ બને તેમ વાર્તાના ટુંક વિષયમાં ઉતરી વાંચકોના હૃદયમાં રહસ્ય સંબોધ આપવો. કીશોરી અને વિરબાળાની આખ્યાયીક (વાર્તા) ની હકીકત નીચે મુજબ છે.

—ધારો કે, આપણી સામે એક ઉંચે અને લીલોતરીથી ભરેલો પર્વત છે. ત્યાં પક્ષી ગણ ભિન્ન ભિન્ન પ્રકારનાં વૃક્ષો પર કલકલાટ કરી રહ્યાં છે. અને પોતાની ભાષામાં ન્હાના પ્રકારના અલાપ કરી રહ્યાં છે. અને ગાઇ ગાઇને વસંત રૂતુનો બહાર લઇ રહ્યાં છે. ઠંડી ઠંડી હવાનાં ઝોકાં નદીના ઉમંગોની ભાંતિ મોજાં મારી રહી છે. તેના ઉપર એક વિશાળ અને અસાધારણ મહેલ કે જે રંગઢંગથી અનોપમ અને સંપુર્ણ મેવાડ પ્રાંતમાં આ એકજ છે. અને તે જોવામાં આવે છે.

તેમાં મેવાડાધિપતિ નિવાસ કરે છે. એ પહાડને જોતાંજ ઇશ્વરની વિચિત્ર અને અનિર્વચનીય લીલાનુ સ્મરણ થઇ જાય છે. મહેલની બનાવટ અને સજાવટ પણ જોવા જેવી છે. એ મહેલ અં-

૧૦૧૧૩.



દરના ભાગમાં જવાહીરોથી જડીત સોનારૂપાના કામોથી ઝગમગ થઇ રહ્યો છે. એક મ્હોટા મકાનમાં સર્વ દ્વારો ખુલ્લાં છે. જેમાં હવા ચારે તરફથી ઝરઝર આવી રહી છે.

મહારાણીઓ, રાણીઓ, દાસીઓ, ઇત્યાદી સર્વ એકત્રિત છે. જેઓ સુંદરતામાં એક એકથી વધારે છે. એવા સમયે એ મહેલની છટા સ્વયમજળહી રહી છે. જે મ્હારૂ નામ મ્હેલ નથી કીન્તુ પરિસ્તાન છે. અને હમણા જોજો હુ મારૂ મ્હોં ઉઘાડી તપાસ કરાવુ તો પહાડોની સત્તા તમોને પ્રતિત થશે અને એ તમને માલુમ થશે જે સંસારની યાત્રા કરવા વાળાઓ નિમિત્ત આસમાનમાં પરિઓ રહેલી છે. અને તે હરિયાળી પૂર્ણ પહાડો ઉપર ઉતરી રહી છે. નિઃસંદેહ મહેલની સજાવટ અત્યંત પ્રસંશનીય છે. સાચુ તો એજ છે. એ સુંદરીઓ (પરિઓ) આ મહેલ ઉપર નથી નહિતો ઉડી જાત.

આ સુંદરીઓની મધ્યમાં મંડળ અધ્યક્ષ એક આધેડ રાણી એક સુંદર બાલીકાને પોતાની કમરમાં લઇને બેઠેલી છે.

અને તેને બતાવી રહી છે. કે અને ઘણાજ પ્યારથી તેને કહે છે જે. બેટી ? આજથી હું ત્હને બેટા કહીને બોલાવીશ તુ વાસ્તવમાં પોતાની વિરતાથી પુત્રની સમાન છે. અને બાજી સર્વ રાણીઓ ત્હારા સાહસ અને પરાક્રમની એક સ્વરથી પ્રશંસા કરી રહેલી છે. એ બાલિકાનુ નામ કિશોરી હતુ—મધુર સ્વરથી બોલી—

" નહિ માતાજી ? એવું ના કહો. મેં કંઈ એવી વિરતા બતાવી છે ? કે આપ મને પુત્રના સંબોધનથી બોલાવશો ? હવે જો હું પુત્ર હતી તો. શું હું એવી બિલ્લી (બિલાડાને) મારતી ? "

એટલામાંજ મહારાજા મેવાડાધિપતિ આવી ગયા. અને ચારે

તરફ શાન્તિ છવાઇ ગઇ. રાણીઓ પણ પોતે પોતાના સ્થાન પર ચાલી ગઇ.

મહારાણા આરામની સાથે એક રત્ન જડીત ખુરશી પર બેઠેલા છે. અને આજ્ઞા કરી કિશોરી ? રાણી ?

એટલામાંજ કિશોરી ત્યાં આવી અને—"પિતાજી ? આજ્ઞા." મહારાણા—બેટી ? આ વખત ત્હારી બહાદુરીની પ્રસંશા સમસ્ત મેવાડના સંપૂર્ણ રાજસ્થાનમાં થઇ ગઇ છે. અને ધુમ મચી ગઇ છે. મોટા મોટા શિકારી દાંતોમાં આંગળીયો દાબી રહ્યા છે. વાસ્તવમા તેં હદ કરી છે. હું ત્હારાથી અત્યંત પ્રસન્ન છું. દીકરી ? જે ત્હારી ઇચ્છા હોય તે માગ ?

પિતાજી ? આપની દયામાં મને કોઇ વાતની વાંચ્છના નથી ? તથાપિ મારા હૃદયમાં એક વાત આવી ગઈ છે. હવે જો આપ આજ્ઞા આપો તો કહું—કીશોરીએ મૃદુ સ્વરથી કહ્યું—

મહારાણા—કહો, હું તો પહેલેથીજ આજ્ઞા આપી ચુકયો છું. પિતાજી ! હવે જુઓ આપ આટલા રૂપિયા નિત્ય દરિદ્રોને આપો છો. મારા જોવામાં એનાથી વિશેષ લાભદાયી ફળ નથી હતું. પણ ગુપ્ત દુરાચારિયો પર એનાથી ઉલટો પ્રભાવ પડે છે. હવે આપ મારા કહેવા અનુસાર (કીશોરીએ અદબથી કહ્યું:-)

મહારાણાએ વાત ફેરવી નાખતાં કહ્યું—ચાલ દૂર જા મારી આંખોની સામેથી. (પછી મહારાણી તરફ લક્ષ્ય કરીને) બસ ત્હમારો એની બુદ્ધિ ઉપર આટલોજ દાબ છે ? બસ ? સાવધાન તેની પ્રસંશા મને ન સંભળાવવી. એ તો મને પુણ્ય કરવામાં પણ રોકવા ચહાય છે.

મહારાણીએ હાથ જોડીને જુવાબ વાળ્યો.

મહારાજ ? હું આટલો ક્રોધ અને ઉતાવળ કરવાવાળા રાજાની રાણી નથી. આપ જરા ચૂપ રહીને તેની અંતીમ ભાવનાઓ સાંભળી લ્યો. કે તેના કહેવામાં શું તાત્પર્ય છે. માનવું ન માનવું તે તો આપના આધીન છે. શું કોઈ આવા પ્રકારે ક્રોધી તત્વનો કહી પોતાના સંતાનનો ભયભીતક કરવાં ઉચીત નથી.

મહારાણા રાણીના અભિપ્રાયોને સમજતાં બોલ્યા કીશોરી ? ગભરાઈશ નહિ. બેટા ? કિં તું તારો પોતાનો અભિપ્રાય સાચેસાચો કહી દે--

" કીશોરીએ અપરાધની ક્ષમા માગતાં જુવાબ વાળ્યો. જ્યારથી આપ સિંહાસન રૂઢ થયા છો. ત્યારથી એટલું ભલે દાન કરો છો કે કેઇ ખબર પડતી નથી. અને હજુ સુધી પણ એ કંગાળોની સંખ્યા ન ઘટી, અને તેનાથી પણ વધી કંગાલો થયા. આજ હું આપથી એવું ચાહું છું જે એ રૂપિયાઓથી વિદ્યાલય, અનાથાશ્રમ અને ચિકિત્સાલય, ઇત્યાદી તૈયાર કરો. અને એ રકમ સમુચિત રિતિથી કામમાં લેવામાં આવે.

( મહારાણા આશ્ચર્યર્યથી બાલીકાના સ્હામુ જોઈ કહેવા લાગ્યા. ) " વાસ્તવમાં તું તો અત્યંત પ્રવિણ વિચારવાળી છે ? ઠીક કિશોરી ? કાલે રાજ્ય ગુરૂને પૂછીને ત્હારા વિચારોનુ અનુમોદન કરીશ. ઠીક જાઓ-વિશ્રામ કરો ?--

મહારાણી કીશોરીના જવા પછી--કેમ ? સ્વામિજી ? હું કહેતી નહોતી કે કિશોરી સાહસમાં એક વિરબાળા છે ! અને તેના વિચારો ખોટી રીપુનુ ખંડન યોગ્ય થાય છે ?

(મહારાણાએ મશ્કરી કરતા જુવાબ વાળ્યો) નિઃસંદેહ એ મોટી ડાહી દીકરી છે. ધારો કે તેણે થોડાજ સમયમાં મ્હને પોતાનો ઉત્તમતાનુ ફુળ બતાવી દીધો. વાસ્તવમાં હવે જો હું પૂર્ણ રીતથી વિચાર કરૂં તો મારાં સંપૂર્ણ આજસુધીનાં દાન વ્યર્થ થઇ ગયાં ફળદાયક દાનની એ ઉત્તમ રીતી છે. કે જે કીશોરીએ કહી બતાવી—

એવા પ્રકારે વાર્તાલાપ કર્યા પછી સૌ પોત પોતાના સ્થાનપર ચાલ્યાં ગયાં—અસ્તુ----



## પ્રકરણ ૪ થું

### અકબરનો પ્રપંચ.

સુર્ય ભગવાન અસ્તાચળમાં ઉતરવા ધારે છે. આસમાનનો રંગ બિલકુલ બદલાઇ ગયો છે, મંદીરોમાં સંધ્યા પાસન ( આરતિઓ ) ના ઘંટોની અને મસ્જીદોમાં મુલ્લાંઓનો ખળભળાટ જોસબંધ ચાલી રહ્યો છે. એ વખતે કાંઇ એવો પ્રકાશ નથી કે જેને આપણે દિવસ કે રાત કહી શકીએ. જે લોકો શહેરની બહાર બગીચાઓમાં ફરવા ગયા હતા ? તે પોતપોતાના ઘર તરફ ફરી રહ્યા છે. એ સમયે એક ગામથી અડધો મેલ દૂર એક તળાવનાં બાજુએ બે નવયૌવનાઓ; બેઠી બેઠી ગુપ ચૂપ વાર્તાલાપ કરી રહી છે.

એક—બિન્નત, લ્યો બ્હેન આપણે અહીં આવ્યાં અને મોડું થઇ જશે.

બિન્નત એક નિસાસો નાંખતાં બોલી—હું ત્હમોને શું કહું જ્યાં સુધી મારૂ ચાલી શકતું નથી. ત્યાં સુધી શું કરૂં?

પહેલી સ્ત્રિ—તમે પહેલાં કોઇ ત્હેની નોકરદાસીને મળો અથવા તો કોઇ ખીદમતદારને હાથે ચ્હડો ત્યારે ત્હમારી મુસ્કેલી પાર પડી જશે. પણ બ્હેન? દીલતોડીને કોશીશ કરો. જુબાનના જમા ખર્ચથી કાંઇ કામ નહિ ચાલે.

બિન્નત લમણે હાથ દઇને બોલી—તું તો માનતી નથી કરી મન! હાય! હું કહું છું તે કે. એ ઘરની સર્વ દાસી અને ખીજમતદારો એક માટીના પુતળા સમાન છે. કાંઇ પૂછતાં કાંઇ જુવાબ આપે છે અને કેટલાકની સાથે તો જરા પણ વાત ચિત કરતાં નથી.

કરીમને ટુચકો ચડાવી જુવાબ વાળ્યો—વાહ શું એવી પણ કાંઇ વાત છે? તેને લાલચ આપીને ફોસલાવો, જેમ બને તેમ પોતાના કાબુમાં લાવો. દૌલત જાદૂ છે. તે માથા ઉપર ચઢીને બોલે છે. જ્યારે પૈસો પાસે છે, ત્યારે દુનિયાનું કાંઇ પણ કામ મુસ્કેલ નથી.

બિન્નત—હું આપવાને તો રાજી છું. મુઓ કોઇ હા તો પાડે! તને મ્હારી સોગન, કોઇ એવો શિખેલો ભણેલો નોકર છે! અને કોઇ મ્હારી વાત પર જરા પણ ધ્યાન આપતું નથી. મેં આજ સુધી સેંકડોને ફસાવ્યાં હશે. ભલા ભલા લોકની ઇજ્જતને રાખમાં મેળવી દીધી હશે. પણ અહીંતો બેન જરા પણ મ્હારી દાળ ચ્હડતી નથી.

કરી—ઠીક, હું પોતાના એક ઉમરૂ નામના યારને બોલાવું છું. જરૂર એ ત્હમને મદદ આપશે.

"એટલું કહેતાં તેણીએ એક તાળી વગાડી એટલામાં એક રૂષ્ટ જુવાન નીકળી આવ્યો."

ઉમર, એક રૂપિયો બિન્નતના હાથ પર રાખીને કહેવા લાગ્યો. પહેલાં તમે આજનુ પોતાનુ મહેનતાણુ લઇ લ્યો. જરૂર કામમાં આપતાં ભૂલી જાઉં. અને એક હજાર કામ થઇ ગયા બાદ યાદ આવે. માટે હવણાં લઇ લ્યો. સાચુ કહો. કોઇને જાણો છો કે નહિ.

હવે હું ત્હમને અરજ કરૂં છું જ. વખતે ત્હમારૂ કામ થઇ ગયું તેમાં મને નુકસાન પણ શું છે? હું એક બ્રાહ્મણીને જાણું છું જે રાજમહેલમાં જાય આવે છે. પણ મ્હને તેનાથી વધારે ઓળખાણ નથી. હવે જો તમે કહો તો હું કાલ કોઇ વખતે તેને મારી સાથે લેતી આવું પણ હેરાન છુ કે, મને એમ કહેશો કે એ કયા નંબરની બ્રાહ્મણી છે.

ઉમર—તેના ગુણ પ્રમાણે તો તે માલુમ થઇ જશે. વચમાં, એ હાય ઉંચા કરી ખુશીથી ઉમર બોલી ઉઠયો અરે? તો હમણાં તુ શું જોઈ રહી છે જા તેને હમણાને હમણાં ત્હારી સાથે લેતી આવ, પછી શું? કામ આવ્યું તો તે કરવુંજ જોઇએ.

બિન્નીએ ઉદાસીથી જુવાબ વાળ્યો—રાત્રિનો વખત છે. ન જાણે એ પોતાના દીલમાં શો વિચાર કરશે કાલ સ્હવારે વાત? હાલ રહેવાદ્યો. આવતી વખતે તેનેસાથે લેતી આવીશ. એવું શું જલદી કામ છે?

ઉમ્મર—(એક રૂપિયો વધારે આપીને) હવણાં તો સાતજ વાગ્યા છે. તુ હેરાન શા માટે થાય છે? હમણાંજ જાઓ. અને તેને લઈ આવો. જે કાલ કરવાનું છે. તેને આજેજ કરી ઘો. અહીં રહેવાને મારે તો આવ્યાં નથી.

પછી જિન્નત રાતનો કંઇ પણ ખ્યાલ ન કરતાં દોડી ગઇ. અને થોડીવારમાં બ્રાહ્મણીને સાથે લઇને આવી પહોંચી.

બ્રાહ્મણીના આવતાંજ ઉમ્મર ઉભો થઇ ગયો. અને તેને ઘણાજ માનથી બેસાડી કહેવા લાગ્યો. જે "અમે લોકો આપણા બાદશાહની તરફથી દોડ દોડ કરતા હવાઇ વિમાનની માફક આવી પહોંચ્યા છીએ. વાત શું કરવી? તે કહેવાને પણ વિચારમાં પડયો છું. હું આ શહેરમાં એક રાજકુમારની શોધમાં આવ્યો છું. પણ તમે જાણો છો કે બાદશાહને આવા રાજ્યો સાથે કામ લેવું કઠીણ તો નથીજ પણ એક ખીર બનાવવા જેવું છે. હું હજુ સુધી આપણા કામમાં આવી શકયો નથી, આપનુ રાજાના મહેલમાં આવવું જવું થાય છે એ હું જાણું છું ખરો. માટે આપને તકલીફ આપું છું જે આપ કંઇ અમોને મદદ કરો. (કંઇ રકમ તેની આગળ મુકીને) લેશોજી આ આપને બક્ષીસ કરૂં છું.

બ્રાહ્મણી પાછી હઠતાં કહેવા લાગી—પૈસા લઇ લ્યો! હું તમારી સ્હાયતાની પ્રતિજ્ઞા નથી કરતી. કેમકે મ્હને કાંઇ ખબર નથી. જે તમારે શું મતલબ છે. અને તમે, કેવી સહાયતા ચાહો છો.

ઉમ્મર--તમે પહેલાં કેમ નહિ સાંભળી હોય. એ કેવી મોટી વાત મુશ્કિલ છે કે આ વાતનું આ શહેરમાં કોઇ પણ તે વાતે જાણીતું હોય આપને માટે તો આ એક ન્હાનું કામ છે. અને તે તદન કીંમત વગરની વાત છે. કહી દઉ!

બ્રાહ્મણી—કહો હું સાંભળુ છું.

વાત ફક્ત એ છે. જે એક ચૌદ વર્ષના નવી ઉમ્મરના રાજકુમારે મોટા જંગલી સિંહનો શિકાર કર્યો હતો અને તેની સાથે તેનો

એક મ્હારી ઉમરનો નોકર પણ હતો. એ છોકરો કોણ છે! ક્યાં રહે છે? હું આ શહેરમાં ઘણોજ તપાસ કરી ચુક્યો. પણ એ છોકરો મ્હારી નજરે પડ્યો નહિ. હું દુઃખી છું કે ત્હેનો પતો મેળવવો તે કેવી રીતે? ઉમ્મરે ચારે તરફ જોતાં ધીરે અવાજથી જુવાબ વાળ્યો."

બ્રાહ્મણીએ મશ્કરી કરતાં કહ્યું—પત્તો ક્યાંથી લાગે! એ બે તો છોકરીઓ છે.?

ઉમ્મર આંખના ઇસારાથી કરી મનને ચેતવણી આપી ખુશ થતાં બોલ્યો—"જુઓ કેવી ખબર મળી! કોઇ સાચુ માનતું ન્હોતું. શુ ખબર મળી! "સુભાન અલ્લા" (પછી જલદીથી બ્રાહ્મણીપર લક્ષ કરતાં) કયુંજી? જો તે છોકરીઓ હોય તો મહેરબાની કરી તેઓનાં નામ બતાવશોજી.

કરી—(મનમાં ને મનમાં) અરે! પણ રજપૂતોની છોકરીઓ એવી દીલેર અને બ્હાદુર હોય છે! અલ્લાહ! વાહરે તારૂ ડહાપણ!

બ્રાહ્મણી—રાજકન્યાનુ નામનો કિશોરી, અને દાસીનું નામ "ભાગ્યવન્ત".

ઉમ્મર— ખુશ થતાં) વાત પક્કી નિકળી (પછી અહીં તહીં હોંશિયારીથી જોતો.) હવે મારો મૂદ્દો સાંભળશો. કોઈ રીતથી મને કીશોરીનો મેળાપ કરી આપશો, તેના મહેનતાણાના હું તમોને દશ હજાર રૂપિયા બક્ષિસ કરીશ. અને ખોરાક કપડાં આપીશ તે જુદાં.

બ્રાહ્મણી—[દાંત પિસીને] હવે ત્હમે આ વિચારથી અહીં આવ્યા છો તો મારી વાત સાંભળો. પોતાની ઇજ્જત લઇને ઘર તરફ પાછા ફરી જાઓ. કેમકે એમાં ત્હમારૂ કલ્યાણ થશે નહિ. નહિ તો રજપૂતોના હાથથી બચી શકશો નહિ.

એમ કહીને તે ચાલવા લાગી, કે ઉમર હાથ જોડીને તેની આગળ ઉભો થઈ ગયો, અને પગે પડવા લાગ્યો.

બ્રાહ્મણી—શું કહો છો ?

ઉમ્મર—(હાથ જોડીને) ઠીક એટલું બતાવી દ્યો, કે એ કઈ વખતે રાજમહેલમાંથી નિકળે છે ?

બ્રાહ્મણી—[ કંઇ શોચ કરતાં ] સાંભળ્યું એને કોઇ પ્રકારનો ડર તો છેજ નહિ, તે તો એકલી નિર્ભયતાથી, બે ચાર મૈલ સંધ્યા સમયે ચાલી [ફરવા] જાય છે. વિશેષ કરી એની સાથે, એની પ્રિય સાહેલી, ભાગ્યવંતી રહે છે.

" બસ, બસ, ખુદા ત્હને સલામત રાખે એટલીજ હકીકત મેળવવી હતી. અચ્છા. સલામ !

---

## પ્રકરણ ૫ મું.

### મેવાડાધિપતિનુ અંતઃપુર

આજ મેવાડાધિશના અંતઃપુરમાં અસાધારણ ખળભળાટ મચી છે. લગભગ રાત્રિ બે ઘડી વિતિ ગઇ હશે. પરન્તુ હજુ સુધી કીશોરી અને ભાગ્યવંતી નહિ આવી. એ કારણથી મેવાડાધિશ અત્યંત કુપિત થઇ રહેલા છે. તેઓના મ્હોં ઉપર એક રંગ આવે છે ને એક જાય છે. એમ અંધારાં માલુમ પડે છે. કોઇ કોઇ સમયે તેઓના હૃદયમાં વ્યાકુળતા અને ગભરામ-

ણુની એટલી વેદના તેજ થઇ રહી છે કે ન પૂછો વાત, અને મનમાં બણુબણે છે જે પરમાત્મા સર્વનું સારૂ કરે; દાસીને પણ ગયે ઘણોજ વિલંબ થઈ ગયો. પણ તે પણ હજુ સુધી ન આવી, એ કારણથી મહારાજાનો ગભરાટ વધારે વધારે ચાલી રહ્યો છે. તદનંતર મહારાણીને નિકટ બોલાવીને કહ્યું–રાણી? મ્હારી એ ઇચ્છા છે કે, કિશોરી કિશોર અવસ્થાને પ્રાપ્ત થયેલી છે. હવે તેનો વિવાહ જલદી કરી દેવો જોઇએ.

મહારાજ ! આપ કોઈ ભ્રમણામાં પડયા છો કિશોરીના વિષયમાં એ ભ્રમ પૂર્ણ વિચાર ? એ તો મ્હારી સત્યવતિ છે. મર્યાદાથી અને સતિત્વ પૂર્ણ આચરણોથી સુગંધ આવી રહે છે. (રાણીએ હાથ જોડી જુવાબ વાળ્યો )

મહારાણા––નહિ ભ્રમની કાંઇ વાત નથી, કિન્તુ હવે ત્હેનો વિવાહ કરી દેવો જોઇએ.

મહારાણી––તે તો આપને સર્વ અધિકાર છે. જેમ આપની મરજી હોય તેમ કરો.

મહારાણા––હા વિવાહ કરી દેવો એ સારૂ છે. કારણ કે આજ સત્ય યુગ નથી.

એટલામાં એકદમ અવાજ આવી ગયો, " મહારાજ ! કિશોરી આવી ગઈ"

એટલામાં કિશોરી દ્રષ્ટિ ગોચર થઇ રાણીએ એકદમ આગળ આવી તેને છાતી સાથે લગાવી તેને બચી કરી કહેવા માંડયું–તું આટલી વારથી કયાં હતી બેટા! મહારાજા હમણા સુધી બેઠા બેઠા ત્હારી વાટ જોઇ રહ્યા છે.

ઉત્તર દેવાની અપેક્ષાથી કિશોરીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. જેનાથી મહારાણીનો ગભરાટ વધી ગયો, અને તે તત્કાળ ઉત્તર મેળવવાની લાલસાને છોડી, પુનઃત્હેને છાતી સાથે લગાડી, અત્યન્ત વ્યગ્રતા, અને ક્ષોભની સાથે તેનુ કારણ પૂછવા લાગી. અહીં મહારાજ પણ કિશોરીને રોતી જોઇ, પોતાના મનમાં કહેવા લાગ્યા, કે આજ અવસ્ય મ્હારી દીકરીના સામે કંઇ દુર્ઘટના આવી ઉભી રહી છે. અને દાના વિલંબનુ અવશ્ય કાંઇ કારણ નથી. તેઓ બોલ્યા

"પુત્રિ કિશોરી! કહે તુ કેમ રૂવે છે.? ત્હારા રોવાનું શું કારણ! જેણે આજ ત્હને કષ્ટ આપ્યું હોય, તેને અવશ્ય આજે આ તલવારથી યમપૂરીએ પહોંચાડીશું."

એ પછી મહારાજ ઉત્તર મેળવવાને નિમિત્ત અલ્પ કાળ પર્યંત ચૂપ રહી ગયા એ સમયે તે દાસી પણ આવી ગઇ, અને જે કિશોરીની તપાસમાં ગઇ હતી. તેની સ્હામે જોઇ મહારાજે એક કરડી નજર કરી પ્રશ્ન કર્યો.

"તું આટલી વારથી કયાં હતી!"

મહારાજ! આ દાસી કિશોરીની શોધમાં ગઇ હતી. (દાસીએ હાથ જોડી જુવાબ વાળ્યો. ]

મહારાણા—તુ શું કિશોરીની શોધમાં ગઇ હતી? કિશોરી તો અહી ઉભી છે?

દાસી—મહારાજ, કિસોરી અને હું મહેલમાં એકે સાથે આવી હુ જરા નિચે દ્વાર પર આગળ વાત ચિતમાં રોકાઇ હતી. એ કારણથી મ્હારે હાજર થવું વિલંબ થયું. એનું બીજું કોઇ કારણ નથી

મહારાણા—ઠીક તો તુ એ બતાવ કે આજની શું હકીકત છે કીશોરીને આવવામાં આટલી વાર કેમ લાગી!

દાસી—આજ જે સમયે કિશોરી અને ભાગ્યવંન્તિ ઘોડાઓને સુર્યાસ્ત થઇ જવાના કારણે દોડાવતી ચાલી આવતી હતી, ને એકાએક ઠોકર લાગી ગઇ અને જેમ આગળ વધે છે તેમ ધડામ ધડામ પડી ગઇ અને એ જગાએ શત્રુઓના ત્રણ માણસો પહેલેથા છુંપા હતાં. તેઓ તુરત તલવાર ખેંચીને સામે આવી ગયાં અને ઘોડાઓને ઘેરી લીધા, અને બન્ને હજુ પુરી શુદ્ધિમાં તો આવી નથી એટલામાં એક હુકમની માફક અવાજ સાંભળવામાં આવ્યો, એ અવાજ એ હતો, " હવે જો ત્હમે પોતાનો પ્રાણ બચાવવાને ચાહોતો આપથી આપ મ્હારી કેદી તરીકે બની જાઓ એ પછી કિશોરી એકાએક ચેતન્ય થતાં બોલી.

" એ! ત્હમે કોણ છો ? "

અવાજ આવ્યા—એતો તમને પોતાનેજ માલુમ પડશે કીશોરી દુર સ્વરથી બોલી—એ માલુમ પડશે તે શુ એમ કહી કિશોરીએ તલવાર ખેંચી અને એકદમ ઘોડા પર કુદકો મારી સડક ઉપર આવી ગઇ એ પછી ભાગ્યવંતિ પણ ઘોડાને સડક ઉપર લાવેલો જણાઇ બંન્ને તલવારો ખેંચીને દોડી આપ જાણો છો કે ચોરને જીવ અડધો તે પછી સ્હામે કોઇ વિર ક્ષત્રિ રત્નો છે. એમ સમજી એ દુષ્ટો જીવ બચાવવા ભાગી પયા. અને બે તો એવી રીતે નાઠા કે બેકદમ દોડતાંજ એક ખાડામાં પડી ગયા અને ત્રીજો તો અરર કરતો તે બંન્નેના ઉપર જ પડયો બંન્નેઓએ તેઓની અહી તહી બહુજ તપાસ કરી પરંતુ કયાંઇ પતો લાગ્યો નહી બંન્ને કોધથી ભસ્મ થઇ ગયા અને જ્યારે ખાડામાં તેઓની નજર પડી તો આશ્ચર્યનો પાર રહ્યો નહિ પુરૂષોના ઠેકાણે બે સ્ત્રિઓ જણાઇ આવી જેઓ

અત્યન્ત ભયભીત અને સંશયયુક્ત થઇ રહી હતી તેઓને જોઇ આશ્ચર્યથી કિશોરીએપૂછ્યું—

એ ! તમે કોણ છો અને કેમ આવાં કામ કરો છો ? અને જે આ ખાડામાં પડયો છે તેને બંદીજન કરવાનુ ધારો છો ?

હવે અમને માફ કરશોજી રાજકુમારી ? પુન્ના હમારૂ ભલુ કરો અમે કમ્બક્ત સ્ત્રિઓ થઇ મરદ બની હતી એમાં મરદ એક હતો જે નાશી ગયો ( તે સ્ત્રિઓએ રોતાં કળકળતાં મારો માગતો જુવાબ વાળ્યો. )

આ પછી કિશોરીએ બંન્નેનાં હથિયાર લઇ લીધા અને ખાડા માંથી બહાર નિકળવાને કહ્યુ જ્યારે તે બંન્ને બહાર નિકળી આવી ત્યારે માધ્યવંન્તિ ઘોડાને બહાર કહાડવાને નિચે ઉતરી એ સમયે કિશોરી પણ સડક ઉપર જઈ રહી હતી ન ઓળખતાં જ કિશોરીએ તલવાર લઇ મ્હારા ઉપર ઉગામી મેં કહ્યું કિશોરી કોના ઉપર તલવાર લઇ દોડી રહી છે ? "

મારો કંઠ શબ્દ ઓળખી કિશોરીએ કહ્યુંઃ—તુ અહીં શા માટે આવી છે ? હું તેનો ઉત્તર આપવાની હતી, એટલામાં ખાડા-માંથી એક મોટા ધબાકાનો અવાજ સાંભળ્યો.

ઉપરોક્ત વાતો કહ્યા પછી દાસીની આંખોમાં આંસુ ધારા વહેવા લાગી. તદનંતર એ આંસુ લુછી નાખીને બોલી—

" આ અવાજ થતાંજ કિશોરીએ ખાડામાં જોયું તો જે દુષ્ટ પહેલાં નાશી ગયો હતો. એ એક હાથમાં નાગી તલવાર લઇને આ-વ્યો. અને તે તલવાર કોઈ તાજા લોહીથી ખરડાયલી હતી. અને હાથથી પાઘડી સંભાળતોખેતરો તરફ નાસતો જોયો સૌભાગ્ય વશ

પ્રકાશ પૂર્ણ રૂપમાં હતો. ચાંદની ચારે તરફ ફેલાઇ રહી હતી. કિશોરીએ મ્હને તો એ બંદીજન સ્ત્રીઓની સાથે ઉભી કરી. અને સ્વયં કહાડેલો શિગ્રગામી ઘોડો લઇ સ્વાર થઇ ખેતરો તરફ દોડતા દુષ્ટની પાછળ પડી."

તો પણ તે દુષ્ટ નાશીજવામાં હોંશિયાર હતો. પરંતુ કિશોરીની દષ્ટિ, તેના ઉપર બરાબર પડી રહી હતી. પોતાની પાછળ પડેલા સ્વારની આગળ પેદલ માણસ કેટલો દોડે? છેવટે એ મેલ દોડતાંજ તે કિશોરીના હાથનો શિકાર થઇ ગયો. જ્યારે કિશોરી પાછી ફરી અને અમો બન્ને ખાડામાં જઇને જોયું તો ભાગ્યવંતી ઘાયલ થયલી માલૂમ પડી. એને ખાડામાંથી બહાર કાઢતાંજ કિશોરીએ પૂછ્યું. "ભાગ્યવંતિ, શું? થયું?"

ભાગ્યવંતી, એ, અખો ખોલતાંજ જુવાબ વાળ્યો રાજબાળા! મને તારા દર્શનની અત્યંત અભિલાષા હતીધન્ય છે. પરમાત્માની કૃપાને કે મ્હારી હાર્દિક ઇચ્છા પૂરી કરી. મને હવે મરવાનો કાંઇ શોક નથી. મને ચિંતા એ વાતની હતી કે કોઇ શતરૂઓએ કિશોરીને પણ ફસાવી ન હોય, આહા? એક ઘોડને કહાડી બાજાને માટે ખાડામાં ઉતરી હતી એટલામાં શતરૂએ પાછળથી તલવારનો માર માર્યો.

કિશોરી—અમારા માણસોનુ એવુંજ કામ હોય છે ઠીક ચાલો ઉઠો.

(એ પછી ભાગ્યવન્તિએ કાંઇ જવાબ આપ્યો નહિ.) કિશોરી રડવા લાગી પ્યારી ભાગ્યવંતિ! સંગિની ભાગ્યવંતી બોલો તો ખરાં?

" મ્હારાથી ઉઠી શકાતુ નથી, હું શું કરૂં. ભાગ્યવંન્તિએ એકાએક આંખ ચોળતાં જુવાબ વાળ્યો."

એમ કહેતાં કહેતાં દાસીના નેત્રોથી પુનઃ આંસુધારા પ્રવાહિત થઇ ગઇ. જેનાથી તેને ચૂપ થઇ જવુ પડયું થોડી વાર પછી પુનઃ હિચકી લઇને બોલી. મહારાજ ? ભાગ્યવન્તિના ઘાયલ થવા પછી કિશોરીને અત્યંત દુ:ખ થયું અને ત્હેના નેત્રોમાંથી ટપાટપ આંસુ ગરવા લાગ્યાં. પરન્તુ બીજી વાર પણ કિશોરીએ તેને ઘણીજ સંભાળથી ઘોડા ઉપર બેસાડી લીધી. અને બન્ને ઘોડાઓની લગામોને મ્હારા હાથમાં આપી. બંદિની સ્ત્રીઓને સાથે લઇ, તૈયાર થઇ હું નિચે એ કારણથી ઉભી હતી. અને એ બન્દિ સ્ત્રીઓને નજર બંધ રાખી. ને બેશુદ્ધ ભાગ્યવંતિને પ્રધાન ચિકિત્સાલયમાં પહોંચાડી આવી એ કારણથી મારે આવવાનો વિલંબ થયો. હવે મને કિશોરીના રોવાનુ કારણ પૂછવામાં આવે તો, તે કારણ માત્ર ભાગ્યવતીને ઘારણ થવાનુ સમજશો બીજું કાંઇ કારણ એમાંનુ નથી. હાય ? સહયોગીઓનુ દુઃખ, નિઃસંદેહ, વાસ્તવિક, પ્રેમી, અને સાચા મિત્રોનુ દુઃખ ડબડબ આંસુએ બતાવે છે. પછી કિશોરીની વાત તો શું ? કરવી—

મહારાણી—( અત્યંત વ્યાકુળતાથી ) શું ? ભાગ્યવંન્તિ ઘાયલ થઇ ગઇ ?

દાસી—હા મહારાજ! આ સમયે તે પ્રધાન ચિકિત્સાલયની રક્ષામાં છે.

આ ભયાનક સમાચાર સાંભળતાંજ અંતઃપુરમાં હાહાકાર થઇ ગયો, મહારાણી, રાણીઓ, દાસીઓ, સર્વે એ સમયે ચિંતા કરતી પ્રધાન ચિકિત્સાલયમાં ગઇ.

મહારાણા— ( કિશોરીને ) ઠીક બેટી ? ચિંતા નહિ કરો એ શિઘ્ર આરોગ્યતા મેળવશે. ઠીક એ બન્નેને અહીં લાવવાની આજ્ઞા કરી દ્યો ?

થોડી વાર પછી, તે બન્ને સ્ત્રીઓ, મહારાણા સમક્ષ ઉભી કરવામાં આવી, અને મહારાજા આશ્ચર્યથી બોલ્યા " તમે કોણ છો ? કયા શહેરમાં રહો છો ? જલદી જવાબ આપો– "

બન્ને—ચૂપ

મહારાણા--જલદી બોલો.

આ સમયે મહારાજાને ક્રોધ એટલો હતો જે આંખમાંથી અગ્નિ પ્રગટી રહી હતી.--

મ્હારૂ નામ કરીમન છે.હુ મુસલમાન સ્ત્રી છું. હમણા હું આપની રહીમીયતની ગુલામ છું. અલ્લાહ મારો ગુનો માફ કરશો. અને હું આ કારણથી દીલગીર છું હવે કદી પણ આવા ગુન્હામાં આવીશ નહિ . ( એક સ્ત્રીએ ડરતાં અને કાંપતાં હાથ જોડીને જુવાબ વાળ્યો. )

મહારાણા--ઠીક નહીં તમારે માટે તમને સજા પુરેપૂરી કરવામાં આવશે.

હાય ? મારાં ન્હાનાં બચ્ચાં મરી જશે. મારા વિના કોઇ તેઓને ખવડાવવા વાળુ નથી, મહારાજ હું સપથખાઇને કહું છું જે કદી એવો ગુન્હો કરોશ નહિ. ખુદાને માટે મારા ઉપર મહેરબાની કરશો ( માફ કરશો ) કરીમનીએ રોતાં જુવાબ વાળ્યો.

" બતાવ તું કોણ છે ? " મહારાણાએ બીજી સ્ત્રી તરફ લક્ષ્ય આપતાં કહ્યું-- .

બીજી સ્ત્રી—મારૂ નામ બિન્નત છે–હું પણ મુસલમાન સ્ત્રી છું.

અને સમખાઇને કહુ છું જે આજથી હું પણ એવાં કામો નહિ કરૂં આપની માફીની પુરી ઉમેદ રાખું છું.

મહારાણા—ઠીક જાઓ તમો બન્નેને છોડી દેવામાં આવે છે પરંતુ ખબરદાર પોતાના દુઃખને યાદ રાખજો. અને હવે પછીનાં એવાં કામોમાં સામીલ થશો નહિ.--

## પ્રકરણ ૬ ઠું.

### અકબર અને કરીમન

રાતના નવ વાગ્યાહશે, એ સમયે એક દિવસ મેહેલની અંદર—જ્યાં સેંકડો ગાડ ફાનસ એક એક કરતાં વધી રહ્યાં છે ચારે તરફ સોનાની કારીગરીની દિવાલ ઝગમગી રહી છે પ્રત્યેક દ્વારો પર બહુ મુલ્ય પડદા લટકી રહ્યાં છે એક રત્ન જડીત સિંહાસન પર જવાહીરભૂષીત અનેક ખુરશીઓ રાખેલી છે, એ મહેલના એક મકાન અંદર બાદશાહ અકબર એક ગાદી તકીયા પર બેઠો બેઠો એક કાવ્ય વાંચી રહ્યો છે.

એટલામાં કોઇએ દ્વારનો પડદો ઉઠાવ્યો અને તે ઝબકી ઉઠયો બોલ્યો કે—એ કોણ છે ?

આ નવી સ્ત્રિને જોતાંજ અકબરનુ દીલ ખુશ ખુશ થઇ ગયુ મોં ગુલાબના ફુલની માફક ખીલી ગયું-અને ખુશીની સાથે હસતો હસતો બોલ્યો,--

" કહે શું લાવી છે ? શુ ખબર સંભળાવે છે ? તું થાકીને કેમ બેસી ગઇ છે ? "--

વાંચક ?—આ નવી સ્રિ તે કરીમન છે, જેનાં વૃતાન્ત ગયા પરિછેદમાં આપી ચુક્યા છીએ.

( આપ એ ખ્યાલને દૂરથી દીલને આહાર આપો જ્યાં કોઇ ફરિસ્તાની પણ દાલ ચઢતી નથી, તો છેવટે મોતના મોંમો જવાના એ વાત મુશીબત છે ) કરીમને તમામ હકીકત પહેલેથી છેલ્લે સુધી સંભળાવતા જુવાળ વાળ્યો.

એટલું સાંભળતો જ અકબર ચિંતીત થઇ ગયો. તેની સર્વ આશાઓ પર પાણી ફરી ગયું. ઇચ્છાઓ અને કાંક્ષાઓ માંટીમા મળી ગઇ, દિલની ખ્વાએશ દિલમાંજ રહી ગઇ. એ ભયાનક સમાચારે તેના માથે શોકનો પર્વત નાખી દીધો નિષ્ફળતાએ તેના મસ્તકને ભૂલાવવામાં નાખી દીધું—ઉમરનામૃત્યુએ તેના હ્રદય પર અત્યન્ત દુઃખ પહોંચાડયું. અને શ્વાસ ભરતાં તે એમ કહેવા લાગ્યો—આહ ! મ્હારો જીવજાન ઉમ્મર, અરે ત્હને કોઇ પુરાઇઓ નથી મરવું પડયું. હવે ત્હારી કોઇ ખબર લે તેમ પણ નથી, જો હમણા હું ત્હારી લાસ મંગાવવાની કોશીસ કરૂં તો બધાં ભેદ ખુલી જાય છે. અરે તું શું કરે ? ( વળી કરીમન ઉપર લક્ષ આપતો ) “ઉમરૂ તો ઘણોજ શ્યાણો સ્વાર હતો તે શી રીતે પોતાનો જાન ખોઇ બેઠો ? એટલુ જરા સંભળાવી દે.

કરીમન—બાદશાહ સલામત, ઉમર બિચારા એ તો બહુજ કોશિસ કરી, સેંકડો વેશ બદલ્યા હજારો રૂપિયા ખરચ્યા બે મહિના સુધી તો બરાબર, નવાં નવાં હથકડાં અને એરીગથી કામ લેતો હતો. પણ બિચારાનુ કાંઇ જાદુ ન ચાલ્યું. આખરે ખાડાવાળી કોશિસને કામમાં લાવ્યો. કે જેથી તેને આ ખરાબચાલમાં પડવુ પડયું.

તેણે ઘણી કોશીસ કરી પણ આખરે દાળ ન ચઢી અને કાંઇ ફાયદો ન મળ્યો. હવે કોણ મોં લઇને પાછુ આવે ? આપ જાણોછો કે મહોને માટે બે અદમી પણ કેવે રસ્તે પહોંચાડે છે ? પહેલાં તો એ બંનેની નજરોથી કરૂ ઘાયલ થયો, અને ઘાયલ પણ એવો થયો કે, તપાસ કરતાં પણ હાથ ન આવ્યો. અને તે બંનેએ, જુદી જુદી ખબર મેળવી ગુપચુપ ત્યાં જઇ એકદમ તલવારનો ઘા કરી દીધો. કરવા પછી બહુજ તેજથી નાઠો. પણ મોતે તેને નાસવા ન દીધો. એક મેલ પણ જવા ન ફાવ્યો. કે બીજી સ્ત્રીના હાથથી માર્યો ગયો.

અકબર--અરે ત્યાં કતલ, અથવા ખૂન સુધી પણ નોબત વાગી ચુકી છે ? તો જલદી રાજમાં પણ જાહેર થઇ ગયું હશે.

કરીમન--( વિશ્વાસ આપતાં ) નહિ, હરગીજ નહિ આપના વિશે જરા પણ કોઇને આ વાતની ખબર મળી નથી. આપ એ વાતમાં, વિશ્વાસ રાખશો.

" હાં તો કરીમન ! કિશોરીનો વિવાહ થયો કે નહિં ( અકબરે ધન્યવાદ આપતાં પ્રશ્ન કર્યો. )

કરીમન--હજુર, હજુ સુધીનો વિવાહ થયો નથી, પણ સાભળવામાં આવ્યું છે કે હવે જલદી વિવાહ થઇ જશે.

અકબર આશ્ચર્યથી--અરે! એ સાચી વાત !

કરીમન--હું કંઇ જુઠું નથી કહેતી આવી બાબતની હાનિ, મેં આ સર્વે ખબર એક પૈસાદાર આદમીથી સાંભળી છે.

અકબર--[ નિશ્વાસ મૂકતાં ] અરે કિશોરીને ફસાવવા માટે તો મને એક બહુજ સરસ ઉમદા યુક્તિ સુજી છે. પણ અફસોસ આમાં વખતની ઘણી જરૂર છે. પણ એટલામાં તો કિશોરીનાં લગન થઇ જશે.

બે અદબી માફ કરો. આ દાસીને વિશ્વાસ આવતો નથી. એ

આફતમાં અમને ઘણું સહેવું પડયું છે. તે આપને ખબર હશે આ બીજી વાત છે કે આપ તેનો વિનાહ થઇ જવા ઘો, અને આ વાત છોડી ઘો, [ બે હાથ જોડી કરીમને વિનંતી કરી. ]

અકબર—મને આ વખત, કોઈ પણ સુંદરી સાત પડાઓની અંદર હોય તો પણ તે મારા મહેલમાં ચાલી આવે. આ તો કેસર છે. અથવા કસ્તુરી પણ હશે. ખુદાની સોગન વિના બોલાવે ચાલી આવે.

કરીમન ત્યારે તો શું કહેવું છે! મુબારક છે પણ ખુદાવંત આ વાત જાણવા રજપૂતલોક ઘણાજ કોપાયમાન થાય છે. જરા હોશિયારી અને દાનાઇથી કામ લેવું

આહા ? એમ પણ કાંઈ વાત છે ? અને આપણી તજવીજ કાંઇ જેવી તેવી નથી. એમાં દાનાઇ ટુકડે ટુકડો ભરી દીધેલી છે અને એ પણ એક મજાહ છે કે "સાપ લાકડી ભાગ્યા વગર મરતો નથી" અકબરે મુછો પર હાથ નાખતાં જુવાબ વાળ્યો—

કરીમન ( ખુશ થતાં ) ત્યારે તો આ દાસીને બતાવશો હજુર! એ કેવી તજવીજ છે ?—

અકબર—( મુત્સેદીથી ) હમણા બતાવવુ સારૂ નથી વને જાતે જ માલુમ થઇ જશે, અને હું જાદુ ભરી તજવીજનો ખેલ કોઇ દીવસ બાદ તને બતાવીશ— ગભરાઇશ નહિ——

હમણા તો કોઈ હજુર કહેશો ? કે આ દાસીની સમજમાં તો આવી જાય ? કે હજુરને એવી કેવી તજવીજ સુજી છે—

( કરીમને ખુશામદની લેરમાં પ્રશ્ન કર્યો— )

અકબર—અરે તું તો ઉતાવળ કરે છે, એવી ઉતાવળ સારી નથી.

કરી—પણ હજુર ? દાસીના દીલમાં, વાત કેમ હશે ?

' એ વાત એવી છે કે તુ પણ પોતે જાહેર થઇ જાય, અને કોઇ દાસીઓ વાત મનમાં રાખી શકે નહિ. પણ અક્લમંદોએ કહ્યું છે જેકોઇ કામ પૂરૂ થયા વગર કદી જાહેર કરવુ નહિ." અકબરે હસતાં જુવાબ વાળ્યો—

કરીમન—શું હું બેવકુફ છું ? કે હજુરની વાત બીજા કોઇને જાહેર કરૂં ?

અકબર—હને ખબર છે ને તેના પિતાનો આપણી સાથે શાદી કરવાનો કોલ છે " હમ પૈનાએ બતોપે શાદિમરો બીરો " (શેર) હવે તુ ઓરત જાત છે એટલે મ્હારે કહી બતાવવું સારૂં નથી.

કરીમન—ઠીક જો મ્હારા મોડાથી વાત બીજે જાય તો આ દાસીની જીભ ખેંચી લેશો હજુર ? અને આપ વચન પણ લઇ જીનાબ મત કહેવુ જોઇએ.

અકબર—( હસીને મને એ ઝંઝટની કાંઇ જરૂર નથી કોલ લેવાની પણ કાંઈ જરૂર નથી પણ ફકત મારા પોતાના દીલનો ભેદ બતાવું છું અને બીજી વખત ત્હારો કોલ લેવાને હુકમ કરીશ અકી હર વખત તે વાત જાહેર થવાની ચિંતા રહે છે એનાથી સાર એ છે કે—" અલ્લા, અલ્લા, ખેરસલ્લા, "

( ઠીક હજૂર આલીજહાનના મીજાજમાં જે આવ્યું તે ખરૂ કરીમને પોતાનું મોં બગાડતાં જુવાબ વાળ્યો. )

અકબર હવે જો મેં કંઇ જુઠું કહ્યું હોય તો તું કહી દે.

કરીમન—(હાથ જોડીને ) આપની વાતો બહુજ પક્કી છે આપ કાબેલ છો, આપની અક્કલમંદીને મુબારકબાદી આપુ છું. ઠીક—



# પ્રકરણ ૭ મું

## કૂબડી ઔરત—અને પતિવૃતાની રક્ષા.

એ પછી ત્રણ મહિના બાદ અકબરે દીલ્હીમાં નેરોજનો મેળો ભર્યો છે. અને મેળામાં કિશોરી પણ ત્યાં આવી છે અકબરે એક રહીમત જાનનામની દાસીની સાથે કૂબડી ઔરતનું સ્વરૂપ લઇને કીશોરીને મેળવવા તદબીર રચેલી છે તે કૂબડી ઔરતે પોતે તેનો હાથ પકડી, તેને પોતે તૈયાર રાખેલા મીયાનામાં ખેચી લેવાનો ઇરાદો કરેલો છે એટલામાં જ કિશોરીનુ મોં ક્રોધથી લાલ લાલ થઇ ગયું. અને તેણીએ પોતે ફસાઇ પડી છે એમ જાણ્યું. કિશોરી વિજળીની માફક શીઘ્રગામીની અને શાક્તા શાન્તિની હતી. પછી તે કેમ ડરે ! તેણીએ એક જ ઝટકાથી હાથ છોડાવી દીધો અને તે કુબડી ઓરતની કમ્મર પકડી પૃથ્વિપર પટકાવી દીધી અને, અને પોતાની કમ્મરમાં છુપાવી રાખેલા ખંજર ને બહાર કહાડી તેના ઉપર ચડી બેઠી અને છાતીમાં લગાવતાં, ગર્જના કરી બોલી—

" સાચુ કહે તુ કોણ છે ? "

એટલામાં રહીમત્તજાન કુબડીની સહાયતા માટે આગળ વધી: કીશોરીએ તે ખંજર તેના પેટમાં ભોંકી દીધું. જેનાથી આઘાત થતાં તે તતક્ષણ પગ નિચે તરફડતી માલુમ પડી. તદ ઉપરાન્ત તે તેજ ખંજરથી કુબડીના કંઠ ઉપર આઘાત કરવા જતી હતી, એટલામાં તે કુબડીએ પોતાનુ માં ખોલી દીધુ, અને કહ્યું—

" ઇલિલ્લા ! મ્હને માફ કર, હું શાહંશાહ અકબર છું. "

કિશોરી આશ્ચર્યથી કહેવા લાગી—

પરમાત્મા ? શું હું સ્વપ્ન જોઇ રહી છું ! આ શું હકીકત છે. ( વળી જલદીથી અકબર તરફ લક્ષ્ય કરીને ) એ તુ શાહંશાહ

અકબર છે ! અરે, તું એજ છે. જેના નામનો ડંકો આ જગતમાં સર્વ ઠકાણે વ્યાપિત થઇ રહ્યો છે. તે શું ! તું આ દુર્ગ; અને મહેલનો માલીક છે !

હા બેટી, એ અકબર હું જ છું. હવે ખુદાને વાસ્તે મારા ઉપર રહેમ નજર કર. મારી મોટી ભૂલ થઇ છે. આટલો ગુન્હો માફ કર, અકબરે લજ્જાથી ગરદન નિચી કરતાં જુવાબ વાળ્યો.

કિશોરી—તું આવો મહાન પરાક્રમી શહેનશાહ કહેવાય છે. અને એવા માણસે આવું ખોટુ કર્મ કરવું ? છટ હજારવાર ત્હને ધીક્કાર છે. ત્હારા જીવનમાં ધૂળ પડી, શોક !—મહા શોક ?

એમ કહી કિશોરી તેનાથી દૂર જઇને ઉભી રહી. અકબરે કિશોરીને આ પ્રાણદાનને બદલે પોતાની ધર્મ બેટી કહીને સંબોધન આપ્યું, અને પ્રતિજ્ઞા લીધી જે આજથી હું એવું કુકર્મ કદી નહિ કરૂં. અને એનુ નામ પણ નહિ લઉં પછી ઉમરૂના મોતની આજ સુધીની હકીકત સાંભળાવી. તેને કહ્યુ કે આ મારી રહીમતજાન ત્હમારા હાથથી મારી ગઇ. આ બનાવની બેગમની હકીકત મેં જાતે કરી હતી. જે મારી મદદ કરતાં કરતાં મારી ગઈ છે. અમો ત્રણેને પોતાના કર્મની પૂરી સજા મળી છે.

વિરબાળા કિશોરી પણ, પોતાનુ પતિવૃત જાળવી. એ દિવસે ત્યાં પોતાની રાજધાની તરફ ચાલી ગઇ. પછી આ જન્મમાં તો તે કોઇ પણ મેળા અથવા પ્રદર્શનમાં તો તે સામેલ ન થઇ અને કદી મેળામાં જવાનુ પણ તેણીએ નામ લીધુ નથી. અસ્તુ

વાહ ! એવી પતિવૃત પ્રાણાંગત કિશોરીને ધન્ય છે.



સામાજીક-નૈતિક-અને ધાર્મિક વિષયોથી ભરપૂર

# અમારાં લોકપ્રિય પુસ્તકો.

| | | કીંમત. |
|---|---|---|
| ૧ સંસારદર્શન ( પાકાપુંઠામાં ) | ... | ૧—૪—૦ |
| ૨ વિનોદી અને કમલીની ... | ... | ૦—૧૦—૦ |
| ૩ ડૉકટર ધનચક્કર (મોટી) ... | ... | ૦—૧૦—૦ |
| ૪ આનામાળા સીરીઝો અંક ૧૨ | ... | ૧—૪—૦ |
| ૫ મહાત્મા તુલસીદાસનું જીવનચરીત્ર ... | | ૦—૪—૦ |
| ૬ રમુજમાળા ( વાર્તાઓ ) ... | ... | ૦—૪—૦ |
| ૭ અલીબાબા અને ચાલીસ ચોર | ... | ૦—૪—૦ |
| ૮ વિરબાળા કીશોરી ... | ... | ૦—૪—૦ |

☞ ઉપરનાં પુસ્તકો મંગાવનારે નિચેને શિરનામે પત્રવ્યવહાર કરવો

ગોર અંબાલાલ છગનલાલ
C/o. હરીયાપુર નર્ડીનરોડ
વાઘજીપરની પોળમાં,
નં. ૩૬૯૬—અમદાવાદ.

શાહ પિતામ્બરદાસ ઝવેરદાસ
પોસ્ટ વડગામ.
મુ. વડગામ.
વાયા તલોદ—એ. પી. રેલ્વે.

શ્રી આદર્શ પ્રી. પ્રેસમાં શાહ વાડીલાલ ડાહ્યાભાઇ પંડિતે
છાપ્યું પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.